# વડોદરા રાજ્ય

# ૧મ પુસ્તકાલય પરિષદ્

તા. ૨૨ મી એપ્રિલ ૧૯૨૫

---

સ્વાગત મંડળના અધ્યક્ષ

સુમન્તરાય હુકુમતરાય દેસાઈ

બી. એ. એલ એલ. બી.

નું ભાષણ

## પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ અને સજ્જનો,

વડોદરા રાજ્ય પુસ્તકાલયના પહેલાં અધિવેશનના આ માંગલિક પ્રસંગે સ્વાગત મંડળ તરફથી આપ સર્વને અમારે આંગણે આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે. ગણદેવીની ચાલુ સ્થિતિમાં સાધનોના અભાવે આપનું પુરૂં સન્માન ન થયેલું લાગે તો તે માટે હું આપની ક્ષમા યાચું છું. મને અમારી ઊણપોનું પુરૂં ભાન છે અને એ ઊણપો દૂર કરવા તીવ્ર ઇચ્છા છતાં અમો તેમ કરી શક્યા નથી એટલે અમે જે કંઇ યથાશકિત તૈયારીઓ કરી હોય એનેજ આપ સસંતોષ સ્વીકારો એ ઉદાર-તાની આપની પાસે યાચના કરૂં તો તે અયોગ્ય ન ગણાય એમાંએ આપને સત્કારવાની મારી અંગત યોગ્યતા સંબંધી હજી મને પ્રશ્ન થયા કરે છે. સ્વાગત મંડળને અધ્યક્ષસ્થાને હું દૈવની કોઇ વિચિત્ર ઘટનાએ આવી ચઢયો છું મારા સદ્ગત મોટાભાઇ સ્વ. મનમોહનરાયની હયાતીમાં જે સ્થાન એમનું હત અગરતો અમારા ગામને જે નરવીર, વૃદ્ધ નેતાની ખોટ હમણાંજ ગઇ છે અને તે મારા પિતા તુલ્ય મુરબ્બી વૈદરાજ .કાભાઇ જે હયાત હોતાં આજે આપ સર્વને આવકારવાનો જેમનો અધિકાર હત તે સ્થાન ઃપર આજે જ્યારે હું મને મુકાયલો જોઉં છું ત્યારે મને સહજ સંકોચ થાય છે. હું આ શિષ્ટાચાર ખાતર નથી કહેતો: એમના સ્થાન આજે ખાલી જોઇને અમને સર્વને પારાવાર દુઃખ થાય છે. મને એમપણ લાગે છે કે આજે હયાત એવા મારા વડીલ નગરજનોમાંથી પણ આપને .વકારવા સત્કારમંડળ કોઇ વધુ સારા પ્રતિનિધિની પસંદગી કરી શકત, ?ંતુ ત્યાં પરાપુર્વથી મારા ગામે મારા વડવાઓ અને કુટુંબ પ્રત્યે જે દરભાવ દેખાડયો છે તે આદરભાવથી સત્કાર મંડળ મારી વરણી કરવા ?ં હોય એમ મને લાગે છે ગમે તેમ હો, પરંતુ આ પસંદગીને માટે કોઇપણ પ્રકારની અંગત લાયકાત અગર આ વિષયમાં પારંગતાને ણભુત માનતો નથી અને ઉપરોકત મારા વડીલોના એક કમતરીન ાનિધિ તરીકે મારાથી બને એટલો આપનો સત્કાર કરવા મેં સ્વીકાર્ છે. હું એટલી આશા રાખું છું કે આજે જે ઉમદા હેતુની સાધના

માટે અમે પહેલ કરી આપને આમંત્ર્યા છે તે હેતુ સાધવામાં આપ સર્વ અમને સહકાર આપશો અને તે વડે અમે તેમ કરવા સફળ નીવડીશું.

ગૃહસ્થો, આજે આપણે શા હેતુથી મળ્યા છીએ એ મારે કહેવાની જરૂર નથી. આપ સર્વ સરસ્વતીના ઉપાસક છો અને આજે આપણે સરસ્વતી દેવીની ઉપાસના માટે એકઠા થયા છીએ. આપણે સર્વ એક પ્રકારના અને મારે મને અત્યુપયોગી—સરસ્વતી મંદિરના પ્રતિનિધિઓ તરીકે એ ઉપાસના જનકલ્યાણ માટે વધુ ફળદાયી શી રીતે નીવડે એનો વિચાર કરવા એકઠા મળ્યા છીએ. આપણે એ જાણીએ છીએ કે દેશની હાલની અધમ સ્થિતિ પ્રજાના અજ્ઞાનનું—આપણે સરસ્વતી દેવીની ઉપાસના કરવી છોડી—તેનું પરિણામ છે. એ તો સ્વસિદ્ધ વાત છે કે ભારતનું ભવિષ્ય તેના સાધારણ પ્રજાવર્ગની ઉન્નતિ જેટલા પ્રમાણમા સાધવામાં આવે તેના પર ઘણોખરો આધાર રાખશે. પોતાની વસ્તીનો ઘણોજ નાનો ભાગ કેળવાયલો હોય, જેનો સાધારણ જનસમૂહ અજ્ઞાનતા અને અંધકારમાં અથડાતો હોય કે લખવા વાંચવા જેટલું અક્ષરજ્ઞાન ધરાવતો હોય એવો કોઇ પણ દેશ માનસિક કે નૈતિક અગર આર્થિક ઉન્નતિ—મહત્તા સાધવાની આશા રાખી ન શકે.

મધ્યમ પ્રજાવર્ગના ઉદ્ધારના ઉત્તમ સાધન તરીકે ફરજીયાત પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન હિંદની સરકાર અને નેતાઓ આગળ આજે વર્ષોથી ખડો થયેલો છે. આપણા શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબે એ પ્રશ્નનો તોડ આણવાનો સ્તુત્ય પ્રયાસ પોતાના રાજ્યમાં આદર્યો છે, છતાં એની અપૂર્ણતા અને અમલની ખામી સામે આજે આપણે ઘણી ફરિયાદો સાંભળીએ છીએ. પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન અત્યુપયોગી હોવા છતાં એની સફળતા માટે હિંદના શિક્ષિત વર્ગે જાહેર કેળવણીના સાધન તરીકે **જાહેર મફત પુસ્તકાલયની ઉપયોગીતા** ગ્રહણ કરવી રહે છે. હજી આપણે એ નથી ગ્રહણ કરી શકયા કે ચાહે એટલો ખર્ચાળ અને શ્રમસાધિત હોવા છતાં પણ કોઇ પણ શાળોપયોગી શિક્ષણનો ખરડો જાહેર પુસ્તકાલયોની સ્થાપના સિવાય કદી પણ ફતેહ ન પામે. મને એમ લાગ્યા કરે છે કે હિંદમાં માત્ર શાળા અને કોલેજો આપણે વધાર્યા જઇએ અને જાહેર પુસ્તકાલયોના પ્રશ્ન ઉપર યોગ્ય ધ્યાન ન આપીએ તો હિંદની ઉન્નતિ, આપણે આજે ઇચ્છીએ છીએ એટલી ઝડપે થઇ શકવાની નથી. આપણે તો આજે એ જોવાનું છે કે શાળા અને પુસ્તકાલયો એવી સ્થિતિમાં કેવી રીતે મુકી શકીએ કે

જેથી એકમાં ખામી હોય તે બીજું પુરી પાડે અને એકના અભાવે કે બીજાની ઉણપથી મુખ્ય લક્ષ્ય માર્યું ન જાય. જો આ વાતનો સ્વીકાર કરવામાં આવે તો આપણે એટલું પણ સાથે સ્વીકારીએ છીએજ કે જાહેર પુસ્તકાલય જાહેર કેળવણીનું એક ઉપયોગી અંગ છે. સહાયક માત્રજ નહિ, પણ એક આવશ્યક પુરવણી. શાળાનો પુસ્તકાલય સાથેનો સંબંધ એ કે શાળા અમુક વિષયોના જ્ઞાનના મુળ તત્વો જાણવાના સાધનરૂપ છે, જ્યારે પુસ્તકાલય તે જ્ઞાનની વૃદ્ધિ અને પુર્ણાહુતિને માટે હોય છે.

કેળવણીનો જો બહોળો અર્થ કરવામાં આવે તો પુસ્તકાલયનું વાતાવરણ કેળવણીની ખાસ જરૂરીઆત છે. એટલાજ માટે કાર્લાઇલ પુસ્તકાલયને જનસમાજનું વિશ્વવિદ્યાલય કહે છે. જે કોઈ વર્તમાન સમયમાં રહેવા માંગતો હોય અથવા ભવિષ્ય માટે કંઇ કરવા ઇચ્છતો હોય તો તેણે ભુતકાળમાં બીજાએ પોતાના કાર્યપ્રદેશની દિશામાં શું કરી ગયા એ જાણવું જોઇએ. એ જ્ઞાનને માટે પણ પુસ્તકાલય એક પુરૂં સાધન ગણી શકાય.

પુસ્તકાલય અને સામાન્ય જનસમૂહની કેળવણી માટે તેનો ઉપયોગ એ હિંદને માટે કોઇ નવી વાત નથી. છેક પ્રાચીન કાળમાં ભારતવર્ષ, મીસર, અને ગ્રીસ દેશોમાં મોટાં પુસ્તકાલયો હતાં આપણે ત્યાં આપણા તેજસ્વી ઋષિમુનિઓ પ્રાચીનકાળમાં જાતેજ જીવતાં જાગતાં પુસ્તકાલયો હતાં એમ કહેવામાં અતિશયોક્તિ નથી તેઓ લોકોને ઘેર ઘેર જઇ ઉપદેશ કરતા અગર વીરરસ કાવ્યોથી એમનામાં સ્વદેશપ્રેમ પ્રેરતા. એ જમાનો ગયો અને આપણો ઉન્નતિ સૂર્ય અસ્ત થયો પરંતુ આ જીવંત પુસ્તકાલયોના અલોપ થવા સાથે હિંદવાસીઓના પુસ્તકસંગ્રહના શોખનો તો લોપ નહોતોજ થયો. બૌદ્ધ મઠોમાં સઘળે હસ્તલિખિત ગ્રંથોનો મોટો સંગ્રહ રાખવામાં આવતો. તેમાં નાલંદની જગવિખ્યાત "યુનીવર્સીટી"માં તો એવું બૃહત્તપ ગ્રંથાલય હતું કે એની ખ્યાતી આખા એશિયા ખંડમાં વ્યાપી હતી. પ્રખ્યાત ચીનાઇ યાત્રી હુયેનસંગ આપણને આ જગવિખ્યાત પુસ્તકાલયનો સારો ખ્યાલ આપે છે. ઓદંતપુરી અને વિક્રમશિલાના ગ્રંથાલયો પણ કંઇક અંશે ઓછાં વિખ્યાત છતાં મોટા ગ્રંથાલયો હતા. આજે પણ આપણે એ પ્રાચીન સંસ્કૃતિ–ગ્રંથાલયના શોખના અવશેષ તરીકે પાટણ, ડભોઇ, અમદાવાદ, ભાટનેર અને જેસલમીરના જૈન પુસ્તક

ભંડારો ક્યાં નથી જોતા ? કહેવાય છે કે બર્લીનની યુનીવર્સીટીના પુસ્તકાલયમાં રામાયણની જે હસ્તપ્રત છે તે મહારાજા વિશાળદેવના આવા એક જાણીના પ્રાચીન ગ્રંથાલયનીજ એધાની છે.

ગૃહસ્થો, છતાં આ સુવિખ્યાત પુસ્તકસંગ્રહો ફક્ત પુસ્તકસંગ્રહોજ હતા. સામાન્ય પ્રજાને એમના દ્વાર ખુલ્લાં હશે કે કેમ એ શંકા છે. સાધારણ રીતે એ વિદ્વાનો અને અભ્યાસીઓનાજ ઉપયોગ માટે વપરાયાં હશે. બીજી બાજુએ આજે જાહેર પુસ્તકાલયોની ફરજ અને હેતુઓ વિશે આપણો પણ ખ્યાલ ઘણોજ સંકુચિત છે. પુસ્તકાલયનો જનસમાજના કલ્યાણ અને પ્રગતિ માટે વધારેમાં વધારે ઉપયોગ કેમ થાય, એ ધડો આપણે અમેરિકા જેવા દેશ પાસેથી લેવો રહે છે ત્યાં આખું દૃષ્ટિબિન્દુજ બદલાયું લાગે છે આધુનિક લાયબ્રેરીનો ખરો હેતુ ખાસ કરીને શિક્ષણનોજ છે. તેનો ખરો હેતુ સુજ્ઞ પુરૂષો અને સન્નારીઓને જીવન સંભવોનો ખ્યાલ કરાવવાનો છે. સમાજના જીવનમાં સભ્યતા ફેલાવવાનું તેનું પવિત્ર કર્તવ્ય છે. તેનો પેગામ ત્યાંના બાળકો, છોકરાં અને છોકરીઓ, પુરૂષો સ્ત્રીઓમાં આખી દુનિયાના સાહિત્યને માટે અભિરૂચિ અને ઉમંગ ઉત્પન્ન કરી ઉત્તમ શહેરીઓ બનાવવાનો છે.

પુરાણા પુસ્તકાલયોથી તદ્દનજ વિરૂદ્ધ આપણી આધુનિક લાયબ્રેરીઓ જાગૃત અને વ્યવહારોપયોગી સંસ્થાઓ છે. એમના કર્તવ્યનો વિચાર ગ્રાહ્ય થઇ શકે એવો સ્પષ્ટ છે. આખી પ્રજા પોતાના આશ્રિત જનો હોઇ એ પ્રમાણે બેસી રહેવાનું અને જે કોઇ ત્યાં જવાની દરકાર લે તેનીજ રાહ જોવાનુ લાયબ્રેરી ધિક્કારે છે. એક આદર્શ પુસ્તકાલયે તો આજે એક પુરાતત્વના મનુષ્ય જેટલીજ કાળજીથી એક નાના બાળકને, એક વિદ્વાન જેટલીજ કાળજીથી સાધારણ વાંચકને અને એક સાહિત્યવિલાસીને માટે જેટલી કાળજી લેવાય તેટલી કાળજીથી એક સાધારણ કારીગર મજુર અગર તો વેપારીને ખોરાક પુરો પાડવો જોઇએ. આદર્શ ગ્રંથાલયે તો જેને માત્ર ચોપડીઓ જોઇતી હોય તેને પુરી પાડવી નહિ પરંતુ સર્વની પાસે ચોપડીઓની માંગણી કરાવવી જોઇએ. દરેક વાંચનારને પુસ્તક અને દરેક પુસ્તકને માટે વાંચક હોવોજ જોઇએ એ અમેરિકાની લાયબ્રેરી વ્યવસ્થાનો એક મુળ નિયમ છે. **જાહેર પ્રજાનું ભલું થાય એ તેનું લક્ષ્યબિંદુ છે.**

ગૃહસ્થો, આપણે આ ઉચ્ચ પરિસ્થિતિએ ન પહોંચીએ કે આપણા

સંજોગો અને સાધનો એને પહોંચવા પરિમિત હોય તો પણ આ આદર્શ નજર આગળ રાખી પુસ્તકાલયોને એવાં બનાવવા શું કંઇ કરી શકાય એનો વિચાર કરવો તો જરૂર ઘટે. આખા દેશ કરતાં આપણે વડોદરાની પ્રજાએ આ દિશામાં પગલાં માંડ્યાં છે એ વાત આજે આપણે સગર્વ કહી શકીએ છીએ. આપણા દીર્ઘદ્રષ્ટિવાળા શ્રીમંત રાજપિતા સર સયાજીરાવે પોતાના રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃતિ પ્રચાર માટે ગામડે ગામડે પુસ્તકાલયો કાઢવાની યોજના ઇ. સ. ૧૯૧૦ માં અમલમાં મુકવા હુકમ કર્યો અને આજે આપણે આખા રાજ્ય ઉપર ૭૩૦ જેટલી સંસ્થાઓની જે મનોહર જાળ પથરાયની જોઇએ છીએ તે એ રાજપિતાની દીર્ઘ દ્રષ્ટિનું પરિણામ છે. આપણે આ સંબંધમાં શ્રીમંત મહારાજા સાહેબને જેટલાં અભિનંદન આપીએ એટલાં ઓછાં છે. શ્રીમંત પશ્ચિમના દેશમાંથી ખાસ કરીને અમેરિકામાંથી—આ નવીન ધર્મની પ્રેરણા લાવ્યા અને પોતાની પ્રજાને એની દીક્ષા દીધી. નિર્માલ્ય અને ભાવના રહિત ગણાતી પ્રજાએ પણ શ્રીમંતના આદેશ ઝીલીને પોતાના વિદ્યાપ્રેમનો સચોટ પુરાવો આપવામાં પોતાથી બનતું કર્યું છે એમ જો હું કહું તો તેમાં લવલેશ અતિશયોક્તિ નથી રાજ્યના પાટનગરમાં એક આદર્શ પુસ્તકાલય છે, રાજ્યના દરેક પ્રાંતના પાટનગરમાં પણ મોટાં પુસ્તકાલયો છે, પરંતુ રાજ્યનું ગૌરવ તો નાનામાં નાના ગામડાંમાં આ વિદ્યામંદિરની સ્થાપનામાં રહેલું છે ગરીબ ગામડીઆની સ્થિતિ આપણે ત્યાં કે અન્ય સ્થળે જ્યાં જોશો તો ઘણીજ શોચનીય માલમ પડશે એનો બોજો અસહ્ય હોય છે. ગામડીઆની વેદના જાણવા શહેરના નાગરિકોને કંઇ પડી નથી. ગામડીઓ તો શ્રીમંતોની ધનલાલસાથી, રાજ્યતંત્રના સંચાલકોના ચિત્રવિચિત્ર પ્રયોગોથી બિચારો કચડાયલોજ રહે છે અને એનો બેલી ઇશ્વરજ હોય. આપણે એનો હાથ સહાવો છે. એનાં જ્ઞાનચક્ષુ ખોલી એની સ્થિતિ સુધારી એને તારવો છે. પુસ્તકાલયોની ખરી ઉપયોગીતા હું એમાં જોઉં છું.

ગૃહસ્થો,-આ વાતનો ઉલ્લેખ કરતાં પુસ્તકાલયનું કાર્યક્ષેત્ર કેટલું વિસ્તૃત થઇ શકે અને પુસ્તકાલયો જો આદર્શ સંસ્થાઓ બને તો જનસમૂહ માટે શું શું કરી શકે એની થોડી ઘણી ચર્ચા કરીએ તો તે અસ્થાને ન ગણાય. આ બધી ચર્ચા માત્ર સૂચન રૂપેજ હોઇ શકે. દરેક સ્થળે કે દરેક સંજોગોમાં અમુક યોજના સફળ નીવડેજ એ કહેવાનો હેતુ નથી. તોપણ એ માર્ગ દિશા પ્રમાણે બનતું સર્વ કંઇ કરવા દરેક સંસ્થા જો પ્રયત્ન કરે તો આજે જનસમાજ જે હાલતમાં ઉભો છે તે કરતાં અને-

કથા ચઢતી સ્થિતિમાં જરૂર હોય.

**પુસ્તકાલય અને બાળક:**–પુસ્તકાલયનું આ એક ખાસ અંગ ગણાવું જોઇએ. આજે આપણે આપણા બાળકોને જેવાં ઘડીએ તેવી કાલની આપણી સમાજ થવાની છે. આ વિષયમાં, હું જાણું છું કે, આ પરિષદ આગળ નિપૂણ અભ્યાસીઓના નિબંધ આવશે; તોપણ થોડી ચર્ચા કરતાં લલચાઉં છું. મારો એ દૃઢ અભિપ્રાય છે કે દરેક ગામમાં શાળા ઉપરાંત પુસ્તકાલયે પોતાનો ધર્મ ગણી ગામનાં બાળકોની સંભાળ લેવી જરૂરી છે. બાળકો પ્રતિ આપવા જોઇતા લક્ષનો સ્વીકાર એ પુસ્તકાલયનું અભિમાન–યશ–ગણાવા જોઇએ. વયના નિશ્ચયનો કોઇ સવાલજ નથી હોતો, સચિત્ર પુસ્તકોના સંગ્રહને લીધે ન્હાનામાં ન્હાનું બાળક લાયબ્રેરીમાં જવા લોભાય છે. જો કોઇપણ વયના છોકરા અથવા છોકરીને માટે ખાસ પસંદ કરવામાં આવેલાં પુસ્તકોનો એક ન્હાનો 'બાળક્રીડા' વિભાગ રાખવામાં આવે, જુદાં નોંધ પત્રકો કે સચિત્ર યાદીઓ તૈયાર કરવામાં આવે, અને લાયબ્રેરીના દ્વારમાં દાખલ થતાંજ દરેક બાળકના મનનું વલણ કેવું છે અને તેની જરૂરીઆતો શી શી છે તેનો નિર્ણય કરવાને 'નિષ્ણાતો' કે 'સ્ત્રી મદદગારો' રોકવામાં આવે તો આ દિશામાં જે પ્રયત્નો થાય તેની સફળતા બાબત જરાપણ શંકા ન રહે.

બાળકો પ્રતિ લાયબ્રેરીના કર્તવ્યને લગતો બીજો ઉપયોગી અને લોકપ્રિય વિભાગ તે બાળકોનો મેજીકલેન્ટર્નની મદદવડે ચિત્ર સહિત અપાતાં ભાષણોનો હોઇ શકે. તે વડે બાળકોનું વાંચન બહોળું થાય છે, તેઓની લાગણી વિકાસ પામે છે અને તેઓની કલ્પના શકિત જાગૃત થાય છે.

લાયબ્રેરીની આ શાખાના કાર્યક્રમમાં અત્યુપયોગી બાબતો " વર્તાનો કલાક " હોઈ શકે. અમુક ચોકકસ દિવસોએ એ વિભાગનો લાયબ્રેરીઅન છોકરાઓને દુનિયાના સાહિત્યમાંથી પસંદ કરેલી વાર્તાઓ વાંચી સંભળાવે અને છોકરાઓ જે રસ, ધ્યાન અને સહૃદય વિસ્મય સાથે સાંભળે તો તે દૃષ્ય દેવોને પણ જોવા જેવું થઇ પડે. આ યોજનાનો હેતુ ભાષણોની યોજનાનો હેતુ છે તેજ છે, અને તે કોઇને પણ અમુક પુસ્તક વાંચવાની ફરજ પાડયા વિના પારપડી શકે છે. આ વાર્તાલાપ કલાકની ઉપયોગીતા વધારવાના સહાયક તરીકે સીનેમોટોગ્રાફ રાખવાની ગોઠવણ બને ત્યાં કરવી આવશ્યક છે. પ્રથમ વર્તા કહી જવાય અને પછી તે બનાવો પડદા પર દેખાડાય તો એની છાપ સચોટ અને ઉંડી બાળકોના મગજપર પડે. જે

**દેશની પ્રજા પોતાના બાળકોની આટલી બધી સંભાળ લે તે**

**દેશને પછી પોતાના ભવિષ્યને-ઉજ્જવલ ભવિષ્યને-માટે જરાયે ચિંતા રાખવાનું પ્રયોજન હોતું નથી.**

**પુસ્તકાલય અને શાળા**

શાળા અને પુસ્તકાલયનો સંબંધ બહુજ નિકટ રહેવો જોઇએ. એ બેના પરસ્પર સહકારથી જે કાર્ય થાય છે એની કિંમત ઓછી ન આંકી શકાય. આ બાબત આપ સર્વને વિચારવાની જરૂર છે. નિઃશંક પ્રત્યેક શાળા સાથે એકાદું પુસ્તકાલય જોડાયલું હોય છે, પરંતુ એ વિદ્યાર્થીઓને પોતાના પાઠ તૈયાર કરવામાં વાપરવા જોઈતા ગ્રંથોનું હોય છે. વધારાના ખાસ વાંચન માટે તો વિદ્યાર્થીઓને જાહેર પુસ્તકાલય પરજ આધાર રાખવો રહે. જાહેર પુસ્તકાલય શાળાને અસંખ્ય રીતે સહાય કરી શકે. પુસ્તકાલયના સંચાલકો પોતપોતાના જીલ્લાની શાળાની મુલાકાત લે, શિક્ષકોને અવારનવાર પુસ્તકાલયની મુલાકાતે બોલાવવામાં આવે અને જોઇતી ખબર અને સહાય આપવા તેઓ હંમેશા તત્પર રહે, લાયબ્રેરી શિક્ષકોના ધંધામાં તથા તેમના શિષ્યોને કયાં પુસ્તકો ઉપયોગી થઇ પડે એ સુચવવા શિક્ષકોને ઉતેજન આપે, ફરતાં પુસ્તકાલયોની આપલે કરી શિક્ષકોને તેમાંથી પુસ્તકો પસંદ કરી વર્ગોમાં છોકરાંઓને આપવાની સવડ આપવામાં આવે, અને જે વિદ્યાર્થીઓને પોતાને ઘેર અભ્યાસ કરવાની સવડ ન હોય તેને લાયબ્રેરીમાં "બાળગૃહ" માં ખાસ ગોઠવણ કરી આપવામાં આવે તો શાળા અને પુસ્તકાલય એકમેકની પૂરવણી બની દેશની શિક્ષણ-યોજના સંપૂર્ણ કરી પોતાનો સહકાર દેશને ફળદાયી કરી શકે.

આ ઉપરાંત લાયબ્રેરીની ઉપયોગીતા બીજી અનેક દિશામાં વિસ્તારી શકાય છે આપણે ત્યાં એ બધું કરવાનાં સાધનો નથી હોતાં એ તરફ મારૂં દુર્લક્ષ્ય નથી. છતાં પણ જ્યાં સાધનો હોય ત્યાં એ વિસ્તારની ઓછી જરૂર નથી હોતી. લાયબ્રેરી પોતાને ત્યાં "અધ્યયન ગૃહો" જૂદા રાખી જે કોઈ શોધક-બુદ્ધિવાળા મનુષ્યને જરૂર હોય તેવાંપુસ્તકોના સાધનો મોટી સંખ્યામાં અને લાંબા વખત સુધી પુરાં પાડી તે ભાગમાં અધ્યયનની સવડતા કરી આપે તો શોધખોળની દિશામાં દેશની આજે જે મોટી જરૂરીઆતછે તે લાયબ્રેરી પુરી પાડી શકે. આજે આપણે ત્યાં સાધનો અને સવડના અભાવે અનેક શોધકબુદ્ધિવાળા યુવકોને પોતાના અધ્યયનમાં અંતરાયો નડે છે. પુસ્તકાલય એ દુર કરી એમને સવડ આપવાનો ધર્મ સ્વીકારે તો એક મોટા પ્રશ્નનો તોડ આવે.

ગૃહસ્થો, આવી આવી અનેક પ્રવૃત્તિઓ પુસ્તકાલય હાથ ધરી શકે. પરંતુ એ બધાંની ચર્ચામાં આપણે આજે ઉતરી ન શકીયે. સાધારણ રીતે સારાં પુસ્તકાલયને માટે 'બાળવિભાગ' ઉપરાંત બીજી બે ખાસ પ્રવૃત્તિઓની જરૂર છે, અને તે ફરતાં પુસ્તકાલયો અને પરસ્પર પુસ્તકાલય 'લોનો'ની. જે મનુષ્ય પુસ્તકાલયમાં આવીને વાંચનનો લાભ એક કે બીજી અડચણને કારણે ન લઇ શકે તેની સામે એટલાજ કારણે જ્ઞાનનાં દ્વાર હમેશાં બંધ રહે એ ઇચ્છવા જેવું નથી. ફરતાં પુસ્તકાલયો દ્વારા અને સ્વયંસેવકોની સહાય વડે એમને ઘેર બેઠાં પુસ્તકો પહોંચતા કરવાની કોઇપણ પ્રગતિશીલ સંસ્થાએ ફરજ સ્વીકારવીજ જોઇએ. ભિન્ન ભિન્ન મંડળો, મજૂર સંઘો ઇત્યાદિ સંસ્થાના સભ્યોને પુસ્તકાલયોમાં આવી વાંચવાની ફુરસદ કે દરકાર ઓછી હોય એ સ્વાભાવિક છે અને ફરતાં પુસ્તકાલયોની યોજના સિવાય જનસમુદનો એ ભાગ તો જ્ઞાનથી જરૂર વંચિતજ રહેવાનો અને એટલા અંશે આપણી પણ પ્રગતિ ન્યુનજ રહેવાની.

ભાઇઓ, આજે અત્રે રાજ્યના જુદાં જુદાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ અને કાર્યકર્તાઓ એકઠા થયા છે તે પ્રસંગે પુસ્તકાલય "લોનો"ની બાબતનો ઉલ્લેખ કરવાની હું ખાસ જરૂર જોઉં છું "લોનો"ની યોજના જુદી જુદી સંસ્થાઓના સહકાર અને સંગઠનના પરિણામેજ સફળ થઇ શકે એવી છે. દરેક પુસ્તકાલયમાં ભિન્ન ભિન્ન રૂચિના વાંચકને જોઇતું પુસ્તક હોવું શકય નથી એટલે કોઇ અભ્યાસીને કે વાંચકને પોતાને ત્યાં અલભ્ય એવું કોઈ પણ પુસ્તક જોઇતું હોય તો તે બીજી સંસ્થામાંથી પોતાના પુસ્તકાલયની દ્વારા મેળવી શકાય એવો પ્રબંધ થાય તો લાયબ્રરીનો હેતુ પુર્ણપણે પાર પડેલો મને લાગે.

**સ્ત્રીઓ અને પુસ્તકાલય**--પરંતુ આ સંબંધી વધુ મહત્વનો પ્રશ્ન મને સ્ત્રીઓ પ્રત્યે પુસ્તકાલયનો શો ધર્મ હોઇ શકે એ લાગે છે. સ્ત્રીઓના સહકાર વિના, એમની જાગૃતિ વિના સમાજના દરેક કાર્યો અધૂરાં રહેશે. જ્યાં સુધી અડધું જગત્ અંધકારમાં સડયા કરતું હોય ત્યાં સુધી સમાજના બીજા કોઇ પણ કાર્યની સફળતાની આશા રાખવી વ્યર્થ છે. આજે આપણા હિંદુ સમાજમાં સ્ત્રીઓ ઘણે મોટે ભાગે અજ્ઞાન દશામાં હોય છે. એમની કેળવણી સમાજની કેટલીક રૂઢિઓના પરિણામે કવયે સમાપ્ત થાય છે, અને માનસિક કે શારીરિક વિકાસ

બુદ્ધિની ખીલવણી-બહુ કુમળી વયે અટકી પડે છે. એમનો અભ્યાસ અને વાંચન સઘળું એમનાં બાળવયે થતાં લગ્ન સાથેજ ખતમ થાય છે. આ સંજોગોમાં એમના વધુ આગળ અભ્યાસ, મન અને બુદ્ધિની એમની ખીલવણી માટે કોઈપણ સંસ્થાની ઉપયોગીતા હોય તો તે પુસ્તકાલયની છે; કોઈપણ સંસ્થા પર એ જવાબદારી નાંખવા જેવી હોય છે તો તે પુસ્તકાલયના ઉપર છે. આધુનિક હિંદુ જીવનમાં જો આપણા સ્ત્રી વર્ગને ગુરૂ-સન્મિત્ર કંઈ કહો તે કોઈપણ હોઈ શકે એમ હોય તો તે સારા ગ્રંથોજ છે. એ શિક્ષકો સિવાય એમનો આરો નથી. તેમાંયે આજે આપણો સ્ત્રી વર્ગ ચાલુ પુસ્તકાલયોનો છુટથી ઉપયોગ કરે, પુસ્તકાલયોમાં જઈ પુસ્તકોનો સંગ શોધે એ અશક્ય લાગે છે. એટલે પુસ્તકાલયે પોતાનો કાર્યપ્રદેશ વિસ્તારી એમને ઘેર બેઠાં પોતેજ પહોંચવાનો ધર્મ સ્વીકારવો પડે કયાંતો પુસ્તકાલયમાં કોઇ જવાબદાર શિક્ષિકા વિદુષી બ્હેનની દેખરેખ હેઠળ એક ઇલાયદો દિવસ કહી એમને પુસ્તકાલય તરફ આકર્ષી વાંચનની અભિરૂચી ખીલવવી, પણ અઠવાડિઆમાં એ એક દિવસથી આખા પ્રશ્નનો તોડ ન આવે એ માત્ર પ્રાથમિક અભિરૂચિ કેળવવાનું કાર્ય કરી શકે, પણ ખરૂ કાર્ય તો એમને વિદ્યાર્થી સ્વયંસેવકો દ્વારા કે બીજી કોઇ રીતે ઘરબેઠાં પુસ્તકો પહોંચાડવાનું છે. એ કર્યેજ છુટકો. આ આપણા પુસ્તકાલયો જ્યારે અને જેટલે અંશે સાધશે ત્યારેજ અને તેટલે અંશે તેમની સાર્થકતા થઈ કહેવાશે આ દિશામાં દરેક પુસ્તકાલયે કંઈ નહી તો કંઇ કરવાની જરૂર છે, અને હું આશા રાખું છું કે આ પરિષદમાંથી છુટા પડતાં પહેલાં આ બાબદમાં દરેક કેટલું કંઈ કરે તેનો નિર્ણય કરીને જાય.

## પુસ્તકોની પસંદગી અને લાયબ્રેરીઅનનું કાર્ય.

ભાઇઓ, આ વખતની પરિષદમાં પુસ્તક પસંદગીનો વિષય પણ આપણને ઉપાડવો પડશે. ખાસ કરીને ગ્રામ્ય પુસ્તકાલયોની બાબતમાં એ પ્રશ્નનું નિરાકરણ સંતોષકારક રીતે થાય એ અત્યંત આવશ્યક છે. ગ્રામ્ય

પુસ્તકાલયોમાં પૈસાની પુરતી સવડ ન હોવાથી જોઇએ તેટલાં પ્રમાણમાં સારાં પુસ્તકો ખરીદી શકય એમ બની શકતું નથી. એવે સ્થળે પુસ્તકોની પસંદગી કરવાની ખાસ જરૂર રહે છે વળી ઘણા સ્થળે ગામડાઓમાં વાંચનનો રસ લોકોમાં પેદા કરવાનો હોય છે ત્યાં તો જનસમૂહને આકર્ષક અને ઉપયોગી થઇ પડે એવાં પુસ્તકો પસંદ કરી તેઓને વિદ્યામાં રસ લેતાં કરવાની જરૂર છે

એની સાથે એટલોજ મહત્વનો પ્રશ્ન મને સ્થળ પસંદગીનો લાગે છે. પુસ્તકાલયનું સ્થળ એવી જગ્યાએ પસંદ થવાની જરૂર છે કે જ્યાં વાંચક વર્ગ શાંતિથી વાંચી શકે એવું નૈસર્ગિક શાંત વાતાવરણ હોય સ્થળની રચના પુસ્તકાલયની કિંમતમાં ઓછો વધારો નથી કરતી, પરંતુ તમે મારી સાથે સહમત થશો કે પુસ્તકાલયનો આત્મા તો " લાયબ્રેરીઅન " હોય છે, કુશળ અને વિદ્વાન લાયબ્રેરીઅન વિના પુસ્તકાલય હમેશાં નિર્જીવ ખોખુંજ હોઇ શકે, લાયબ્રેરીના કાર્યના અનુભવ સાથે એ કામ કરનારની પોતાની ફરજ પ્રત્યે એક નિષ્ટા એ અતિ આવશ્યક છે. એ પુસ્તકના સંગ્રહસ્થાનનો રક્ષક માત્રજ ન હોવો જોઇએ પરંતુ જાતે વિદ્વાન હોવાની જરૂરછે, એનું કાર્ય પ્રોફેસરોના કરતા ઓછું સંગીન નથી હોતું સખત કાયદા વાપરવા કરતાં ઉદારતા અને આંખ આડા કાન કરવાની જરૂર જણાય ત્યાં તેવી રીતે નિયમોનો અર્થ કરી લાયબ્રેરીનો વ્યવહાર ચલાવવાની જરૂર છે.

જ્યારે આવા ઉદાર દિલના, ઉચ્ચ સંસ્કાર પામેલા મનુષ્યોનેજ લાયબ્રેરીઅન તરીકે પસંદ કરવામાં આવશે ત્યારે તે લોકો જાહેર પ્રજાને પૂર્ણ સંતોષ આપશે. જે જે સદગુણોથી વ્યાપારમાં સફળતા પ્રાપ્ત થાય તે તે સદગુણો વા કળાઓની આવશ્યકતા 'લાયબ્રેરીઅન'માં હોવી જરૂરી છે, એનામાં હૃદયની વિશાળતા પણ એટલીજ હોવી જોઇએ. ટુંકમાં લાઇબ્રેરીઅન કેવો હોવો જોઇએ એ નીચેના ઉદ્ગારના ટાંચણ પરથી સ્પષ્ટ થશે. " As the public library is not only a recreative and educational institution but is an important form of social service, the librarian must

also be imbued with the missionary instinct, if he is to fulfil all the requirement of his office." સેવા ભાવ એનો જીવન મંત્ર હોવો જોઈએ, આવા લાઇબ્રેરીઅનો હજી આપણે પેદા કરવાના છે.

સન્નારીઓ અને ગૃહસ્થો, પુસ્તકાલયના જૂદા જૂદાં અંગોની ચર્ચા થઈ. આપણો ઉદ્દેશ પુસ્તકાલયોને આવાં નમુનેદાર બનાવવાનો હોવો જોઈએ, પણ સાથે એ બનાવવાને સાધનોનો વિચાર કરવો એટલોજ જરૂરી છે. શ્રીમંત સરકારે પ્રજામાં પુસ્તકાલયોનો શોખ પેદા કર્યો છે અને પ્રજાની જરૂરીઆતો અને માંગણી જેટલા પ્રમાણમાં વધી છે તેટલા પ્રમાણમાં સાધનોની પ્રજા હવે માંગણી કરે તો આશ્ચર્ય નહિ. આ પરિષદ આ સંબંધમાં શા શા ઠરાવો કરી શકે એની આવી રૂપ-રેખા અમારી કમીટિએ વર્તમાનપત્રોદ્વારા આપી છે. આપ સર્વના વિચાર માટે એ અને એવા બીજા અનેક ઠરાવો આવશે એટલે હું એની લાંબી ચર્ચા ન કરૂં તો પણ આપણે સરકાર અને પંચાયતો પાસે આપણું કાર્યક્ષેત્ર જેટલા પ્રમાણમાં બહોળું થાય તેટલાં પ્રમાણમાં તેને પહોંચી વળવા વધારે મદદની આશા રાખીએ એમ તો આપ સર્વ કોઈ કબુલશો જ. આપણે એ પણ પ્રજાને સાથે સમજાવવું રહેશે કે આજે દેશનું જે અઢળક દ્રવ્ય આપણે નિરર્થક વેડફી નાંખીએ છીએ તેને બદલે દુર્માર્ગે અપાતું એ દાન બંધ કરી એ દાનના મધુર ઝરાઓને આવી ઉપયોગી દિશામાં વહેવડાવવાની જરૂર છે. પુસ્તકાલય ગ્રામ્ય અને પ્રાંત મંડળોનો પ્રશ્ન પણ આપણે હાથ ધરવો પડશે. પુસ્તકાલય સહકારીમંડળ પણ આપણને આ કામમાં અત્યુપયોગી નીવડે આપ સર્વ એ બાબતનો વિચાર કરશોજ અને તેમાંયે જેણે પુસ્તકાલય પ્રવૃત્તિ પોતાના જીવનમાં ઓતપ્રોત કરી છે; પોતાના જીવન સાથે એ પ્રવૃત્તિને ગુંથી દીધી છે એમ કહીએ તો ચાલે, એવા ગુજરાતના તે સમર્થ સમાજ સેવક શ્રીયુત મોતીભાઈની સહાય છે. એટલે મારે વિશેષ કંઈ કહેવાપણું ન હોઈ હું મારું ભાષણ સમાપ્ત કરતાં પહેલાં જગત-ની અંદર પુસ્તકાલય પ્ર[illegible]ચાર માટે પોતાનો કુબેર ભંડાર ખોલી

દઇ જનસમાજની ઉત્તમ સેવા કરનાર અમેરિકન લક્ષાધિપ... એન્ડ્રુ કાર્નેગી અને આપણા શ્રીમંત મહારાજા સાહેબને પુન; અભિવંદન કરૂં છું. પુસ્તકાલય સંબંધી કોઇ પણ પ્રવૃત્તિને અંગે આપણે આ બે મહાન વ્યકિતઓને ભૂલી ન શકીએ.

ભાઇઓ અને બહેનો, હવે હું આપનો વિશેષ સમય ન લઉં. મારા નગર તરફથી અને સ્વાગત મંડળ તરફથી એક વખત પુનઃ આપને અંતઃકરણ પૂર્વક આવકાર અર્પું છું અને અમારા આતિથ્યમાં જે કંઇ ઉણપો રહી દેખાય તે માટે ઉદાર ભાવે ક્ષમા કરવા વિનવું છું.